ૐ આ પુસ્તકની કોઇએ આશાતના કરવી નહીં.

# શ્રી મહાવીરજિન પંચકલ્યાણક પૂજા.

રચનાર :

વાચનાચાર્ય શ્રીમદ્ વિજયમાણિક્યસિંહ સૂરીશ્વરજી મહારાજ.

કીંમત : પઠન અને મનન



# શ્રીમહાવીર જિન પંચકલ્યાણક પૂજા.


નાર.

**વાચનાચાર્ય શ્રીમદ્ વિજયમાણિક્ય સિંહસૂરીશ્વરજી મહારાજ.**



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા૦ નગીનચંદ ફૂલચંદ ઉસ્તાદ, તથા શેઠ વલ્લભદાસ નથ્થુભાઇ તરફથી ભેટ.**

ઠે૦ મંબાદેવી, ખારાકુવા સામે, પોતાના માળામાં-મુંબઈ.

પ્રચારક.

**પૂજાપ્રેમી ગવૈયા ભોજક૦ ચીમનલાલ કસ્તુરચંદ,**

**પાટણ-ગુજરાત.**

સંવત ૧૯૮૪. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૭.

કિંમત-સદ[illegible]



## ॥ भव भीरु भव्य जीवो- सूचना ॥

**म॰ तस्यास्य काव्यस्य, यो नाम चो यिष्याति ॥**
**अर्हदाज्ञा खंडनस्य, पापं तस्य भविष्यति ॥ १ ॥**

**ભાવાર્થ:**—આ કાવ્યમાંથી કોઈ પણ ગાથા અથવા પદ ચોરી લઈને નવી કવિતા ઉભી કરી તેમાં કર્ત્તાનું નામ ફેરવી બીજું નામ જે દાખલ કરશે, તેને શ્રી જિનેશ્વર પ્રભુની આજ્ઞા ખંડન કરવાનું પાપ છે.

કેમકે તે પ્રભુએજ કહ્યું છે કે—

**वंजण अथ्थ तदुभय**—એટલે શાસ્ત્રનો અક્ષર અને તેનો અર્થ તથા અક્ષરને અર્થ એ બન્ને બદલવાથી જ્ઞાનની અશાતના થાય છે માટે ભવ ભીરૂ જીવોએ વ્યર્થ કવિ થવાની લાલસાએ આ પુસ્તકમાંથી ચોરી કરી અરિહંત પ્રભુની આજ્ઞા લોપવાનું મહા પાપ પોતાને શિર વહોરવું નહી.

લિ૦ કર્ત્તા.

# બે બોલ.

આ " શ્રીમહાવીર જિન પંચકલ્યાણક પુજા " અત્યંત સરળઅને રસાળ હોઇ ઘણીજ લોકપ્રિય થઇ પડી છે જેથી તેનો બહોળા પ્રમાણમાં પ્રચાર થાય અને ઘણા ગુણાનુરાગી જિજ્ઞાસુ જીવો લાભ લઇ શકે તે ઇરાદાથી, ઉક્તપૂજાના કર્ત્તા વાચનાચાર્ય શ્રીવિજયમાણિક્ય સિંહસૂરીશ્વરજીની લિખિત પરવાનગી લઇ "શ્રીજિનેંદ્રપુજાસંગ્રહ" નામના પુસ્તકમાંથી પૃથક્ કરી નિમ્નલિખિત ઉદાર સદ્‌ગૃહસ્થો તરફથી પોતાને ખરચે ઉકતપૂજાની ૨૦૦૦ પ્રતો છપાવવામાં આવી છે અને તે ખપી સાધુ સાધ્વીઓ તેમજ શ્રાવક શ્રાવિકાઓને ભેટ આપવા મુકરર કરેલ છે.

પ્રત ૧૦૦૦ શા૦ નગીનચંદ ફુલચંદ ઉસ્તાદ. તથા શેઠ૦ વલ્લભદાસ નથ્થુભાઇ. મુંબઈ.

પ્રત ૫૦૦ શા૦ માણેકલાલ ફુલચંદની દીકરી બ્હેન૦ શાંતા. અમદાવાદ.

પ્રત ૫૦૦ ગાંધી૦ વાડીલાલ માણેકલાલ–અમદાવાદ.

ઉપરોક્ત સદ્‌ગૃહસ્થોનું અનુકરણ કરી, અન્ય શ્રીમંતો પણ આવાં પરમાર્થનાં કાર્યોમાં હાથ લંબાવી, પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરશે એવી આશા રાખવામાં આવે છે.

આ પુસ્તક જોઇએ તેણે સદરહુ સદ્‌ગૃહસ્થો ઉપર ટપાલ ખરચ અડધા આનાની ટીકીટ બીડી મંગાવી લેવું.

આ પુસ્તકનાં પ્રુફો મહારાજશ્રીએ જાતે અતિપરિશ્રમ પૂર્વક સુધાર્યાં છે છતાં મસીનમમાં છાપતાં કેટલાક હ્રસ્વ દીર્ઘ વિગેરે ત્રુટી જવાથી કોઇ કોઇ સ્થલે અશુદ્ધિ થવા પામી છે જેથી આપવા ઘટિત શુદ્ધિપત્રક આપેલ છે માટે તે જોઇ વાચકવર્ગ સુધારીને વાંચવા તસ્દી લેશે. એવી મ્હારી સવિનય નમ્ર પ્રાર્થના છે.

લેખક૦ શુભેચ્છક શા૦ સાંકલચંદ પીતાંબરદાસ.
નિવાસસ્થાન. ફીકાભટની પોળ–અમદાવાદ.

# વાચનાચાર્ય શ્રીવિજયમાણિક્યસિંહસૂરિકૃત અપૂર્વ પુસ્તકો ખરીદો ને લાભ લ્યો.

## શ્રીજીનેંદ્ર પૂજાસંગ્રહ.

આ ગ્રંથમાં નિમ્નલિખિત ચૌદ પૂજાઓ દાખલ કરવામાં આવી છે.

| | |
|---|---|
| ૧ સ્નાત્ર પૂજા. | ૮ દ્વાદશ ભાવના પૂજા. |
| ૨ અષ્ટપ્રકારી પૂજા. | ૯ સત્તર ભેદી પૂજા. |
| ૩ પંચ પરમેષ્ઠિ પૂજા. | ૧૦ વીશ સ્થાનકતપ પૂજા. |
| ૪ નવપદ પૂજા. | ૧૧ મહાવીર પંચકલ્યાણક પૂજા. |
| ૫ પંચકલ્યાણક પૂજા. | ૧૨ ૠષિમંડલ પૂજા. |
| ૬ પંચજ્ઞાન પૂજા. | ૧૩ વીશ વિરહમાન જિન પૂજા. |
| ૭ સમકિત સડસઠ ભેદ પૂજા. | ૧૪ એકવીશ પ્રકારી પૂજા. |

સદરહુ ગ્રંથમાં ઉપરોક્ત ચૌદ પૂજાઓ ઉપરાંત ચોવીશ તીર્થંકરની નવીન બે આરતીઓ, નવીન બે મંગલ દીપકો તથા પદમાવતી દેવીની આરતીનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. ઉક્ત પૂજાઓ વિવિધ રાગ રાગિણીયોમાં રચાયેલી છે, પૂજાઓનો વિધિ દરેક પૂજાની આદિમાં આપેલ છે. પૂજાઓમાં આવેલ કઠિન શબ્દોના અર્થની ફુટનોટ પણ આપેલ છે. જેથી સાધારણ માણસ પણ આ પૂજાઓનો અર્થ સુખેથી સમજી શકે તેમ છે. એકંદર જોતાં આ પૂજાઓ ઘણીજ સરલ અને સરસ હોઇ અત્યંત આનંદ ઉપજાવનારી છે. ઉંચા ગ્લેજ કાગળો પાકું પુંઠું ડેમી પોણાચારસો પૃષ્ટનું દલદાર પુસ્તક છતાં કિંમત રૂા. ૧–૮–૦. આ પુસ્તક દેવનાગરી લિપિમાં છાપેલ છે.

# શ્રીપંચતીર્થી જિન પૂજા.

તથા

## બ્રહ્મચર્યવ્રત પૂજા.

આ પુસ્તકમાં ઉપરોક્ત બે પૂજાઓ દાખલ કરેલ છે. પ્રથમ પૂજામાં રૂષભદેવ, શાંતિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી એ પાંચે તીર્થંકરોના સંક્ષેપમાં પણ અત્યંત રસાળ અને સરળ પદ્ધતિથી પાંચ પાંચ કલ્યાણકો વર્ણવેલ છે. બીજી બ્રહ્મચર્ય વ્રત પૂજામાં મૈથુનનું સ્વરૂપ મૈથુનનાં ૩૦ નામ, ૧૦ કામ અવસ્થા, મૈથુનના ૧૮ ભેદ, સ્રી સંસર્ગે બંધાતું મહાપાપ, વિષય વિકારનું દુઃખદાયકપણું તથા બ્રહ્મચર્યનું સ્વરૂપ, બ્રહ્મચર્યની ૩૨ ઉપમાઓ, બ્રહ્મચર્ય રક્ષણ માટે ૧૦ સમાધિસ્થાન, ૧૮ હજાર શીલાંગ, બ્રહ્મચારીને તજવા યોગ્ય દૂષણો તથા પાળવા યોગ્ય નિયમો વિગેરેનું ઘણુંજ સારૂં વર્ણન કરેલ છે. એકંદર જોતાં આ પુસ્તક એટલું બધું વૈરાગ્યમય અને રસીક છે કે તે વાંચ્યા શિવાય તેની કશી કલ્પના ઉપજી શકે તેમ નથી. આ પુસ્તકમાં ઉંચા ગ્લેજ કાગલો સુપર રોયલ પૃષ્ઠ ૯૯ છે. કિંમત રૂા. ૦-૪-૦ આ પુસ્તક શાસ્ત્રી દેવનાગરી લિપિમાં છાપેલ છે.

# શ્રીજૈનગુણ માણિકયમાલા.

યાને

## ( સ્તવનાદિ સંગ્રહ. )

આ પુસ્તક પાંચ વિભાગમાં વહેંચાયેલું છે. પહેલા બીજા અને ત્રીજા વિભાગમાં અનુક્રમે ચોવીશ તીર્થંકરોનાં સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિ, દોરી ગુંથતાં ગાવાના રાસડા, કેશરીઆજી વિગેરે તીર્થોનાં સ્તવનો, અંતર્લાપિકા અને દીપાલિકા દેવવંદન આદિનો સમાવેશ કરેલ છે, ચોથા વિભાગમાં "માણિકયવિલાસ" ગ્રંથ દાખલ કરેલ છે. જેમાં અનેક રાગરાગિણીઓમાં રચાયેલ તત્વગર્ભિત અને વૈરાગ્યમય તેમજ ઝડઝમકદાર પદો, ગઝલો, ત્રિતાળ, ધ્રુપદ, ઠુમરી વિગેરે એવી તો સરસ અને સરળ કવિતાઓ છે કે જે સંગીત શાસ્ત્રના સમજનાર સજ્જનોને અનહદ આહ્લાદ ઉપજાવી શકે તેમ છે. પાંચમાં વિભાગમાં મહા મુનિરાજ શ્રી ગુમાનવિજયજી મહારાજ સાહેબનું નિર્વાણ અને ભગવતી સૂત્રની વાચનાનું વર્ણન લખેલ છે, એકંદર જોતાં આ પુસ્તક ઘણુંજ મઝેદાર અને રસાળ હોઈ દરેક આત્માર્થી પ્રાણીને બહુજ ઉપયોગી છે. ઉંચા ગ્લેઝ કાગળો પાકું પુંઠું અને સુપર રોયલ ૪૦૦ પૃષ્ઠનું દલદાર પુસ્તક છતાં કિંમત ફક્ત રૂા. ૧-૦-૦

આ પુસ્તક શાસ્ત્રી દેવનાગરી લિપિમાં છાપેલ છે.

---

# ગહૂંલી સંગ્રહ.

આ "ગહૂંલી સંગ્રહ" નામનું પુસ્તક સ્રી વર્ગને અત્યંત ઉપયોગી છે. કારણ કે એમાં અવસરોચિત ગાવા લાયક ગુરુગુણ ગર્ભિત ઉત્તમોત્તમ ૫૪ ગહૂંલીઓ, સર્વજ્ઞ પુત્રગીત, કાયા કુટુંબનો હરિયાલી, અને બોધદાયક બે કક્કા દાખલ કરવામાં આવેલ છે. તદુપરાંત સૂરીશ્વરજીએ સ્વકૃત "જિનેંદ્ર પૂજાસંગ્રહ" નામના પુસ્તકમાંથી કેટલીક ઢાલો અને દોહરા લઇ, તેને ગીતના રૂપમાં ગોઠવી અંદર દાખલ કરેલ છે કે જે માંગલિક પ્રસંગે બ્હેનોને ગાવામાં અત્યંત ઉપયોગી થઈ પડે તેમ છે. આ પુસ્તકમાં રાગ અને દેશીઓ કે જે ઘણે ભાગે પ્રાચીન અને અત્યંત સુગમ લેવામાં આવેલ છે જેથી સાધારણ સ્રી વર્ગ પણ સર્વ ગહૂંલીઓ સુખેથી ગાઇ શકે તેમ છે. ગહૂંલીઓમાં પ્રાયે ગુરુના ગુણોનું તથા શ્રુત જ્ઞાનનુંજ વર્ણન આવવું જોઇયે તો એ નિયમ પણ આ ગહૂંલી સંગ્રહમાં સચવાયો છે. એકંદર જોતાં આ પુસ્તક અત્યંત સરલ અને રસાલ હોવાથી દરેક બ્હેનોને કંઠસ્થ કરવા લાયક છે, આ પુસ્તકમાં ઉંચા ગ્લેજ કાગળો સુપર રોયલ પૃષ્ઠ ૯૬ છે. કિંમત રૂા. ૦-૪-૦

આ પુસ્તક ગુજરાતી લિપિમાં છાપેલ છે.

પુસ્તક મલવાનું ઠેકાણું.

**શા. ભીખાભાઇ મનસુખરામ જરીવાલા.**

રતનપોળ—અમદાવાદ.

**પરદેશીને પોષ્ટેજ જુદું પડશે.**

# ॥ શુદ્ધિપત્રકં ॥

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૯ | પવ | પર્વ. |
| ૨ | ૧૨ | નિ’ચે | નિશ્ચે. |
| ૩ | ૧૧ | પરમોષ્ઠ | પરમેષ્ઠિ. |
| ૫ | ૯ | જોકદી | જો કદી. |
| ૬ | ૧૨ | ઉર્વીપતિ | ઉર્વીપતિ. |
| ૬ | ૧૯ | સલણારે | સલૂણારે. |
| ૭ | ૧ | તાજે | તીજે. |
| ૮ | ૪ | ભરાણા | ભરાણી. |
| ૮ | ૧૧ | તાર્થાં | તીર્થાં. |
| ૧૪ | ૯ | ધરા | ધરી. |
| ૧૬ | ૯ | સમાર | સમીર. |
| ૧૭ | ૨૦ | મુષ્ટ | મુષ્ટિ. |
| ૧૮ | ૪ | શર | શિર. |
| ૧૮ | ૧૪ | ભાગની | ભગિની. |
| ૧૮ | ૧૨ | વાહ્ન | વહ્નિ. |
| ૨૩ | ૧૫ | ધરીન | ધરીને. |
| ૩૨ | ૫ | અતિવૃષ્ટ | અતિવૃષ્ટિ. |
| ૩૯ | ૭ | નધ | નિધિ |

## वाचनाचार्य श्री विजयमाणिक्यसिंह सूरीश्वरजी महाराज



जन्म १९२४ श्रावण सुद ३ — दीक्षा १९४३ महा सुद १

पंन्यासपद १९६० महा वद ६ — वाचनाचार्यपद १९६४ जेठ वद २

Dharma Vijaya P. Press-Ahmedabad.

## ॥ શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજાસ્થાપન વિધિઃ ॥

સર્વ વસ્તુ પાંચ પાંચ લાવિયે, અષ્ટ દ્રવ્યથી પાંચ રકેબીઓ ભરિયે. એક સ્નાત્રીયો રકેબી લેઇને ઉભો રહે, બીજા કલશ લેઇને ઉભા રહે, પછી પહેલી પૂજાની પાંચ ઢાલો કહી, કાવ્યમંત્ર ભણી, પ્રભુને જલ સ્નાત્ર કરી, ચંદને પૂજી, પુષ્પ ચઢાવી, ધૂપ ઉખેવીયે એમ અષ્ટ દ્રવ્યથી પૂજિયે. પછી બીજી રકેબી લેવી, એ રીતે પાંચે પૂજાઓ ભણાવિયે. ત્રીજી પૂજામાં વરશીદાન વખતે યથાશક્તિ ગાયકને દાન આપિયે. પૂજા ભણાવ્યા પછી આરતી મંગલદીવો કરિયે.

॥ ઇતિ શ્રી મહાવીર જિન પંચકલ્યાણક પૂજાસ્થાપન સંક્ષેપ વિધિઃ ॥



॥ આ પૂજામાં આવેલ કાવ્યનો ભાવાર્થઃ ॥

જે ગર્ભમાં રહેલ છતાં પણ ઈંદ્રોએ સ્તવેલા, અને જન્મ્યા ત્યારે મેરુ પર્વત ઉપર તીર્થજલથી ભરેલ સુવર્ણ રત્નના કલશોથી અતિ આદરપૂર્વક ન્હવરાવેલા તેમજ દીક્ષા, કેવલજ્ઞાન અને મોક્ષપ્રાપ્તિના પર્વરૂપ ઉત્તમ દિવસોને વીશે સમ્યક્ પ્રકારે પૂજેલા તે ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામી ભવ્ય જીવોને સદા કલ્યાણની શ્રેણી આપો. ॥ ૧ ॥

# વાચનાચાર્ય શ્રીમાણુકસિંહસૂરિકૃત મહાવીરજિન પંચકલ્યાણક પૂજા.

॥ દોહા ॥

પરમ ધરમ પૂરણ કલા, પરમાનંદ પ્રકાશ ॥
પ્રણમું પંચાસર પ્રભુ, પુરિસાદાણી પાસ ॥ ૧ ॥
સમરી સારદ સારદા, વંદી ગુરુ ગુણ વાસ ॥
કલ્યાણક પૂજા રચું, આણી મન ઉલ્લાસ ॥ ૨ ॥
શાસન નાયક સાહિબો, ત્રિશલા નંદન તાસ ॥
કલ્યાણક કીર્ત્તન કરી, લહિયે લીલ વિલાસ ॥ ૩ ॥
ચ્યવન જનમ પાવન [૧]ચરણ, કેવલ મોક્ષ નિવાસ ॥
પંચ કલ્યાણક પૂજતાં, નિશ્ચે પાતક નાશ ॥ ૪ ॥
કલ્યાણક પ્રભુનાં કરી, સર્વ સુરાસુર સાથ ॥
[૨]જિષ્ણુ નંદીશ્વર જઇ, નમી શાશ્વત જિન નાથ ॥૫॥
કલ્યાણક મહિમા તિહાં, આઠ દિવસ અભિરામ ॥
કરતા પૂરણ કોડથી, લેવા અવિચલ ધામ ॥ ૬ ॥
તિણવિધિ તીર્થપતિતણી, પૂજા અષ્ટ પ્રકાર ॥
કરી વરી કેવલ [૩]રમા, પામો ભવજલ પાર ॥ ૭ ॥
[૪]ઇગદશ લખ એંસી સહસ, છસ્સેં પીસ્તાલીશ ॥
માસ ખમણ કરી મુનિપણે, સેવી સ્થાનક વીશ ॥૮॥

---

૧ ચારિત્ર. ૨ ઈંદ્ર. ૩ લક્ષ્મી. ૪ અગ્યાર.

નંદન ભવ જિન નામનો, બંધ કરી બલવંત ॥
પ્રાણત સ્વર્ગ ગયા પ્રભુ [1]મંજુલ ભાગ્ય મહંત ॥ ૯ ॥
વિલસે [2]સાગર વિંશતિ, આયુષ ત્યાં [3]અભિરામ ॥
[4]અખિલ [5]અમર [6]ગણથી અધિક, રૂપકાંતિ ગુણ[7]ધામ૧૦
શાશ્વત જિનવર સેવતા, સુંદર ભક્તિ સહિત ॥
સુખ ભોગવતા સ્વર્ગનાં, કરતા કાલ વ્યતીત ॥ ૧૧ ॥



## ॥ અથ પ્રથમ ચ્યવન કલ્યાણક પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

વર્ત્તમાન શાસન વિભુ, વર્દ્ધમાન ભગવાન ॥
પરમેષ્ઠિ પ્રભુ પૂજિયે, પ્રથમ ચ્યવન કલ્યાણ ॥ ૧ ॥

### ॥ ઢાલ પહેલી ॥ રાગ પીલૂ બરવો ॥

॥ મેરે સજ્જનસેં યૂં જા કહના ॥ એ દેશી ॥

શાસન નાયક જિનપતિ સેવો, ભવિજન નિર્મલ ભાવ ધરીરે ॥એ આંકણી॥ જંબૂ દક્ષિણ ભરતે જાણો, માહણકુંડ નગર વર માનો, [8]વિપ્ર રિભષદત્ત નામ વખાણો ॥ દેવાનંદા નામની, તસ [9]ગજ ગામિની, [10]કામિની ગુણ ભરીરે ॥ શાસન૦ ॥૧॥ આષાઢ સુદ

---

૧ સુંદર ૨ વીશ સાગરોપમ. ૩ સુંદર. ૪ સર્વ. ૫ દેવ, ૬ સમૂહ. ૭ ઘર. ૮ બ્રાહ્મણ ૯, હાથી, ૧૦ સ્ત્રી.

છઠ રજની અમંદે, ઉત્તરાફાલ્ગુના [1]ઉડુગત ચંદે, પ્રાણત પુષ્પોત્તરથી જિણંદે ॥ તાસ ઉદર અવતાર, ધર્યો નિરધાર, [2]અનંતર ચ્યવન કરીરે ॥ શાસન૦ ॥૨॥ [3]વારણ વૃષભ સિંહાદિક વારુ ॥ ચતુરા ચૌદ સુપન જોઇ [4]ચારુ, પતિ [5]પુર કહત વચન વદી પ્યારુ ॥ વિપ્ર વદે તવ વાણ, થશે ગુણ ખાણ, [6]તનુજ તુજ તેજ [7]હરિ રે ॥ શાસન૦ ॥૩॥ પ્રીતમ વાણી સત્ય પ્રમાણી, સુખ ભોગવતી વિચરે શાણી, પેખે તવ અવધે [8]પવિપાણી ॥ જગમાણુક જિનરાય, નમે નિર્માય, નમુથ્થુણં ઉચરીને ॥ શાસન૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

[9]સંક્રંદન સિંહાસને, જઈને બેસે જામ ॥
સંશય એવો સંપજે, તેના મનમાં તામ ॥ ૧ ॥

નીચ કુલ આવે નહી, જિન ચક્રી [10]હરિ [11]રામ ॥
આવે ઉત્તમ [12]અન્વયે, આગમ રીતિ આમ ॥ ૨ ॥

[13]અંતિમ જિન કિમ આવિયા, [14]વાડવ કુલ વિપરીત ॥
એ અતિ અણઘટતું થયું, ચિંતે [15]પુરુહૂત ચિત્ત ॥૩॥

---

૧ નક્ષત્ર. ૨ અંતર રહિત. ૩ હાથી. ૪ સુંદર. ૫ આગળ. ૬ પુત્ર. ૭ સૂર્ય ૮ ઇંદ્ર. ૯ ઇંદ્ર. ૧૦ વાસુદેવ. ૧૧ બલદેવ. ૧૨ વંશ. ૧૩ છેલ્લા. ૧૪ બ્રાહ્મણ, ૧૫ ઇંદ્ર.

## ॥ ઢાલ બીજી ॥ રાગ વઢંસ ॥

॥ નાથ કૈસે ગજકો બંધ છોડાયો ॥ એ દેશી ॥

[1]વિડૌજા એણીપેરે ચિત્ત વિચારે । અનુપમ [2]આગમને આધારે ॥ વિડૌજા૦ ॥ એ આંકણી ॥ ઉત્સર્પિણી અવસર્પિણી, જાય અનંતી જ્યારે ॥ અચ્છેરા ભૂત ઉપજે એવો, કોઇક પદારથ ત્યારે ॥ વિડૌજા૦ ॥૧॥ નીચગોત્રકુલમદથી નિકાચ્યું, મરિચી તણે અવતારે ॥ આવી બ્રાહ્મણ કુલ અવતરિયા, એહ કરમ અનુસારે ॥ વિડૌજા૦ ॥ ૨ ॥ જો કદા ઇમ ઉપજે પણ જિન [3]જનિ, નીચ કુલે નવિ ધારે ॥ ઇંદ્રાચારથી ઉત્તમ કુલમાં, [4]સંક્રંદન સંચારે ॥ વિડૌજા૦ ॥ ૩ ॥ માટે મહાકુલ જિનમાણકને, મૂકવા જોઇયે મ્હારે ॥ [5]એતાદશ અભિલાષ [6]અકુંઠિત, [7]આખંડલ અવધારે ॥ વિડૌજા એણિપેરે ચિત્ત વિચારે ॥ ૪ ॥

॥ દોહા ॥

હરિ નૈગમેષીને [8]હરિ, તેડી કહે તતકાલ ॥
માહણકુંડ નગર જઇ, લઈ જિન જગત દયાલ ॥ ૧ ॥
ક્ષત્રિયકુંડ નગર વિશે, સિદ્ધારથ ભૂપાલ ॥
તસ રાણી ત્રિશલા તણે, ઉદર ધરો ઉજમાલ ॥ ૨ ॥
ગર્ભ [9]સુતા રૂપ તેહનો, [10]માહણી કૂખ મઝાર ॥
થાપી પ્રત્યર્પણ કરો, આણા એહ ઉદાર ॥ ૩ ॥

---

૧ ઇંદ્ર. ૨ જ્ઞાન. ૩ જન્મ. ૪ ઇંદ્ર. ૫ એવો. ૬ મજબૂત. ૭ ઇંદ્ર. ૮ ઇંદ્ર. ૯ પુત્રી, ૧૦ દેવાનંદા બ્રાહ્મણી.

## ॥ ઢાલ ત્રીજી ॥ રાગ ઠુમરી ॥

॥ પ્રેમ વચન શરથી મન વીંધી ॥ એ દેશી ॥

[1]વાસવ આણા વચન વિનયથી, અંજલિ કરી શિર અંગીકરેરે ॥ [2]વાસર રજની બ્યાશી વ્યતીતે, કાર્ય સકલ તે દેવ કરે રે ॥ વાસવ૦ ॥ ૧ ॥ જબ તે [3]નિર્જર શ્રી જિનવરને, ત્રિશલા રાણીની કૂખ ધરેરે ॥ દેખે તવ સા દેવાનંદા, ત્રિશલા ચૌદશ સ્વપ્ન હરેરે ॥ વાસવ૦ ॥૨॥ તે રજની સા ત્રીશલા રાણી, સુતી સુંદર શયન ધરેરે ॥ ચૌદ સુપન જોઈ જાગી ચતુરા, હર્ષિત [4]પુલકીત હર્ષ ભરેરે ॥ વાસવ૦ ॥ ૩॥ જગજીવન જિનમાણક જનની, ઉઠી [5]શય્યાથકી ઉતરેરે ॥ હંસ ગતી જઇ મન હરખંતી, [6]ઉર્વાપતિ આગલ ઉચરેરે ॥ વાસવ૦ ॥૪॥

॥ દોહો ॥

[7]વલ્લભ વાસ ભવન વિશે, સુતાં સુખભર સેજ ॥
આજે મેં અવલોકિયાં, ચૌદ સુપન [8]ઘન તેજ ॥ ૧ ॥

## ॥ ઢાલ ચોથી ॥ રાગ બિહાગ ત્રિતાલ ॥

॥ નગીનારે નેહ નજર કરી આજ ॥ એ દેશી ॥

સલણારે સ્વપ્ન લહ્યાં મેં સાર ॥ એ આંકણી ॥
પહેલે સુપને ગજવર પેખ્યો, બીજે વૃષભ ઉદાર ॥

---

૧ ઇંદ્ર. ૨ દિવસ. ૩ દેવ. ૪ રોમાંચિત ૫. પલંગ ૬ રાજા. ૭ સ્વામી. ૮ બહુ.

સલૂણારે૦ ॥ તીજે [1]કમનીય કેશરી ચોથે, શ્રીદેવી શ્રીકાર ॥ સ૦ ॥ ॥૧॥ પંચમે ફુલની માલા પાવન, છઠ્ઠે [2]શશી સુખકાર ॥ સ૦ ॥ સાતમે [3]સવિતા આઠમે ધ્વજ શુભ, નવમેં [4]ઘટ નિરધાર ॥ સ૦ ॥ ૨ ॥ દીઠું પદ્મ સરોવર દશમેં. અગીયારમેં [5]અકૂપાર ॥ સ૦ ॥ બારમેં દેવ વિમાન તેરમેં, [6]રમ્ય રતન અંબાર ॥સ૦॥ ॥ ૩ ॥ જોઇ [7]ધનંજય ચૌદમેં જાગી, પ્રીતમ પ્રાણાધાર ॥ સ૦ ॥ માનું થશે એ સ્વપ્ન માણકથી, ફલ [8]મંજુલ કિમ [9]ફાર ॥ સલૂણારે સ્વપ્ન લહ્યાં મે સાર ॥ ૪ ॥

॥ દોહો ॥

સ્વપ્ન પ્રિયા મુખ સાંભલી, આણી હર્ષ અપાર ॥
અર્થ કહે [10]અવનીપતિ, નિજ મતિને અનુસાર ॥૧॥

## ॥ ઢાલ પાંચમી ॥ રાગ દેશ ॥

॥ વિમલા નવ કરશો ઉચાટ કે વહેલા આવશું રે ॥ એ દેશી ॥

જલ્પે [11]જાયા આગલ સ્વપ્ન અર્થ [12]જગતી પતિરે ॥ ભાખે ત્રિશલા આગલ સ્પપ્ન અર્થ [13]ભૂમિ પતિરે ॥ એ આંકણી॥ [14]વિપુલ [15]અર્થ સુખ ભોગ વિશાલા, [16]મંજુ મહોદય મંગલ માલા, થાશે રંગ રસાલા, [17]રમ્ય [18]રમા

---

૧ સુંદર. ૨ ચંદ્ર. ૩ સૂર્ય. ૪ કલશ. ૫ સમુદ્ર. ૬. સુંદર. ૭ અગ્નિ. ૮ સુંદર. ૯ મોટું. ૧૦ રાજા. ૧૧ સ્ત્રી-રાણી. ૧૨ રાજા. ૧૩ રાજા. ૧૪ બહુ. ૧૫ ધન-દ્રવ્ય. ૧૬ સુંદર. ૧૭ સારી. ૧૮ લક્ષ્મી.

[1]રતિ રે ॥ જલ્પે૦ ॥ ૧ ॥ પરમ પ્રતાપી પુણ્યે પૂરો, ઉત્તમ ગુણથી નહી અધૂરો, હોશે [2]સુત બહુ શૂરો, તુજ હસ્તિ ગતિ રે ॥ જલ્પે૦ ॥૨॥ વલ્લભ મુખની [3]વલ્લભ વાણી, સાંભલી રાણી હર્ષ ભરાણી, સત્ય પ્રમાણી; બેઠી જઇ [4]શય્યા પ્રતિ રે ॥ જલ્પે૦ ॥૩॥ જિન ગુરુ માણક કથા કરંતી, પરમ ધરમનું ધ્યાન ધરંતી, સ્વપ્ન સમરંતી, વિચરે પુણ્યવતી સતી રે ॥ જલ્પે જાયા આગલ સ્વપ્ન અર્થ જગતી પતિ રે ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ શાર્દૂલ વિક્રીડિતં વૃત્તં ॥

ગર્ભસ્થોપિચ યઃ સ્તુતઃ શતમખૈર્જાતસ્તુ તીવ્રાદરા,
ત્તાર્થાંભોભૃત ભૂરિ રત્ન કલશૈ ર્ભર્માચલે મજ્જિતઃ ॥
દીક્ષા કેવલ મોક્ષ પર્વસુ મહાયસ્તેષુ સંપૂજિતો,
ભવ્યાનાં વિદધાતુ સોંતિમ જિનો ભદ્રાવલીં સર્વદા ॥૧॥

॥ મંત્રઃ ॥ ઓ હ્રૂીં શ્રીં પરમ પૂરુષાય, પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે મહાવીર જિનેંદ્રાય, પરમેષ્ઠિને, જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં૦ દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ પ્રથમ ચ્યવન કલ્યાણક પૂજા સંપૂર્ણા ॥

---

૧ આનંદ. ૨ પુત્ર. ૩ વ્હાલી. ૪ પલંગ.

# ॥ અથ દ્વિતીય જન્મ કલ્યાણક પૂજા પ્રારંભઃ ॥

## ॥ દોહા ॥

[1]ભૂપ સ્વપ્ન પાઠક ભણી, પૂછે તેડી પ્રભાત ॥
સ્વપ્ન અર્થ સોહામણા, ભાખે તે ભલી ભાત ॥૧॥

## ॥ ઢાલ પહેલી ॥ રાગ કેરબો ॥

॥ ગોપીચંદ લડકા, વાદલ વરશેરે કંચન મહેલમેં ॥ એ દેશી ॥

સિદ્ધારથ રાજા, સ્વપ્ન મહિમારે તુમે સાંભલો ॥ ॥ એ આંકણી ॥ જિનવર [2]ચક્રી જનની નિરખે, ચૌદ સ્વપ્ન એ ચંગ ॥ વાસુદેવની [3]પ્રસૂ વિલોકે, સાત સ્વપ્ન સુખ સંગરે ॥ સિ૦ ॥૧॥ સ્વપ્ન ચાર બલદેવ [4]સવિત્રી, દેખે શુભ [5]અવદાત ॥ એક સ્વપ્ન અવલોકે ઉત્તમ, મંડલિકની માત રે ॥ સિ૦ ॥૨॥ [6] વરેણ્ય લક્ષણ વિનીત [7]વિચક્ષણ, ધીર વીર ગંભીર ॥ નિરૂપમ જગદાનંદન નંદન, હોશે તુમ કુલ [8]હીરરે ॥ સિ૦ ॥૩॥ રાજ્ય પતિ રાજાનો રાજા, ચક્રી [9]ચારુ ચરિત્ર ॥ અથવા ત્રિભુવન માણક અરિહા, થાશે પુત્ર પવિત્રરે ॥ સિદ્ધારથ૦ ॥ ૪॥

---

૧ રાજા. ૨ ચક્રવર્તી. ૩ માતા. ૪ માતા. ૫ ઉજ્વલ. ૬ વખાણવા યોગ્ય. ૭ વિદ્વાન. ૮ હીરો. ૯ સુંદર.

॥ દોહા ॥

સ્વપ્ન અર્થ એ સાંભલી, [1]મહિપતિ મન હરખાય ॥ .
જોષીને સંતોષિને, વિગતે કરે વિદાય ॥૧॥
ઇંદ્રિ [2]ધનદ આદેશથી, તિર્યંગજાંભક તામ ॥
[3]ભૂરિ કનક રત્ને ભરે, સિદ્ધારથ [4]નૃપ ધામ ॥૨॥
ગુપ્ત થયા પ્રભુ ગર્ભમાં, જનની ભક્તિ નિમિત્ત ॥
ત્રિશલા શોક ધરે તદા, ચિંતે પ્રભુ નિજ ચિત્ત ॥૩॥

## ॥ ઢાલ બીજી ॥

॥ પામ્યો પામ્યો પદમણી નારી હો ॥ એ દેશી ॥

ન્યારી ન્યારી [5]નિનાંત નઠારી હો, ગતિ મોહ કરમની ન્યારી ॥ એ આંકણી ॥ કર્યું હતું મેં સુખ કરવાને, એતો ઉલટું મુજ [6]અંબાને, થયું અતિ દુખકારી હો ॥ ગતિ૦ ॥ ૧ ॥ જનની મન દુખ કારણ જાણી, અંગ હલાવ્યું અચરિજ આણી, [7]અવધે એમ વિચારી હો ॥ ગતિ૦ ॥ ૨ ॥ સમજી ગર્ભ કુશલતા શાણી, રાણી ત્રીશલા હર્ષ ભરાણી, [8]વિષમ વિકલ્પ વિસારી હો ॥ ગતિ૦॥૩॥ જિન માણિક્ય અભિગ્રહ ધારે, માતપિતા જીવંતાં મ્હારે, થવું નહી [9]અણગારી હો ॥ ગતિ મોહ કરમની ન્યારી ॥ ૪ ॥

---

૧ રાજા. ૨ કૂબેરભંડારી. ૩ બહુ. ૪ રાજા. ૫ અત્યંત ખરાબ. ૬ માતા. ૭ અવધિ જ્ઞાનથી. ૮ દુઃખદાય. ૯ સાધુ.

॥ દોહા ॥

પૂરે [૧]દોહદ ભૂપતિ, સખી શિખામણ દેત ॥
વહતી ગર્ભ વિનોદથી, ત્રિશલા [૨]શાત [૩]સમેત ॥૧॥
ભૂમિ ધાન્ય ભરે ભરી, [૪]સદાગતિ સુખકાર ॥
[૫]શકુન સકલ જય સૂચવે, [૬]આશા તેજ ઉદાર ॥૨॥
[૭]રવિ મુખ ગ્રહ ઉત્તમ સવી, [૮]લલિત યોગ શુભ લગ્ન ॥
મંગલ માલ મહોત્સવે, [૯]જનપદ [૧૦]સંમદ મગ્ન ॥૩॥
ચૈત્ર શુકલ તેરસ નિશિ, ઉત્તરાફાલ્ગુની ચંદ ॥
જગજીવન જિન જનમિયા, પ્રગટયો પરમાનંદ ॥૪॥
વાગી દુંદુભિ [૧૧]વ્યોમમાં, પ્રસર્યો ભુવન પ્રકાશ ॥
સુખ પામ્યા સહુ નારકી, [૧૨]ઉર્વી લહી ઉશ્વાસ ॥૫॥

## ॥ ઢાલ ત્રીજી ॥

॥ ભક્તિ નૌકામાં બેશીને અમે ભવ તરિયે ॥ એ દેશી ॥

છપ્પન દિગ કુમરી આવીને, કરે નિજ કરણી ॥ નિજ કરણીરે, અનાદિ ભવ તરણી ॥છપ્પન૦॥એ આંકણી॥ જિન જિન જનની નમી, જોજન ક્ષેત્રથીરે ॥ કચરો કાઢીને, કરતી શુદ્ધ [૧૩]ધરણી ॥ શુદ્ધ ધરણીરે, કરતી શુદ્ધ ધરણી ॥છપ્પન૦॥૧॥ [૧૪]વારી કુસુમ વરશે, [૧૫]મુકુર

---

૧ દોહલા. ૨ સુખ. ૩ સહિત. ૪ વાયુ. ૫ પંખી. ૬ દિશા. ૭ સૂર્ય. ૮ સુંદર. ૯ દેશના લોકો. ૧૦ આનંદ. ૧૧ આકાશમાં. ૧૨ પૃથ્વી. ૧૩ પૃથ્વી. ૧૪ જલ. ૧૫ દર્પણ.

કલશાવલીરે ॥ વીંજણ ચામરને, ધરતી દીપ [1]સરણી॥ દીપ સરણીરે, ધરતી દીપ સરણી ॥ છપ્પન૦ ॥ ૨ ॥ [2]રંભા [3]સદન રચી, [4]સ્નપી શણગારતીરે ॥ રક્ષા પોટલી, બાંધી મન હરણી॥ મન હરણીરે, બાંધી મન હરણી ॥ છપ્પન૦॥૩॥ત્રિભુવન માણક તમે, જિન ઘણું જીવજોરે॥ આશીષ ઇમ આપે, વિભુ ગુણ વરણી ॥ ગુણ વરણીરે, વિભુ ગુણ વરણી ॥ છપ્પન દિગ કુમરી૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

[5]તાવિષ પતિ આસન તદા, થર હર કંપીત થાય ॥
જાણે અવધિ જ્ઞાનથી, જનમ્યા શ્રી જિનરાય ॥૧॥
સિંહાસન તજી [6]શચીપતિ, સન્મુખ પગ [7]સગ આઠ ॥
જઈ વંદે જિનરાજને, કરી [8]શક્રસ્તવ પાઠ ॥ ૨ ॥
ત્રેશઠ [9]શક્ર ગયા તદા, સુર સહ [10]સુર ગિરિ [11]શૃંગ ॥
સ્વામિ [12]શરણ સોહમપતિ, આવે અધિક ઉમંગ ॥૩॥

## ॥ ઢાલ ચોથી ॥

॥ રામ નામ રસ પીજે, પ્યાલા પીજેરે ॥ એ દેશી ॥

[13]આમ ધામ [14]હરિ આવે, હરખે આવેરે આવેરે આવે બહુ ભાવે ॥ એ આંકણી ॥ જનનીને વંદી મન આનંદી,

---

૧ શ્રેણિ. ૨ કેલ. ૩ ઘર. ૪ ન્હવરાવી. ૫ ઇંદ્ર. ૬ ઈંદ્રિ. ૭ સાત. ૮ નમુથ્થુણં. ૯ ઇંદ્ર. ૧૦ મેરુ. ૧૧ શિખર. ૧૨ ઘર. ૧૩ જિનઘર. ૧૪ ઇંદ્ર.

પ્રભુપદ પદ્મ વધાવેરે વધાવેરે વધાવે બહુ ભાવે ।। આસ૦ ।। માડીને ગાઢી નિંદ પમાડી, પ્રતિબિંબ પાસે ઠાવેરે ઠાવેરે ઠાવે બહુ ભાવે ।। આ૦।।૧।। સુરગિરિ શૃંગે પ્રભુને રંગે, પંચરૂપ કરી લાવેરે લાવેરે લાવે બહુ ભાવે ।। આ૦ ।। ઉલટ વિશેષે આસન બેસે, પ્રભુને [૧]અંક ધરાવેરે ધરાવેરે ધરાવે બહુ ભાવે ।। આ૦ ।। ૨ ।। તવ સુર [૨]વૃંદા ચોસઠ ઈંદા, સર્વ [૩]સમુદિત થાવેરે થાવેરે થાવે બહુ ભાવે।। આ૦ ।। શાસ્ત્ર પ્રમાણી સ્નાત્ર પૂજાની, શુભ સામગ્રી મિલાવેરે મિલાવેરે મિલાવે બહુ ભાવે ।। આ૦ ।। ૩ ।। જિન મુખ નિરખે હૈડે હરખે, નિરુપમ સુખ રસ પાવેરે પાવેરે પાવે બહુ ભાવે ।। આ૦ ।। [૪]હરિહય મલિયા ભકતે હલિયા, જિન માણક ગુણ ગાવેરે ગાવેરે ગાવે બહુ ભાવે ।। આસ ધામ૦ ।। ૪ ।।

।। દોહા ।।

ક્ષીરોદધિ દહ કુંડનાં, માગધને વરદામ ।।
લલિત તીર્થ જલ લાવતા, ઔષધિ ફલ અભિરામ ।।૧।।
તીરથ મૃત્તિકા તથા, ચંદન [૫]સુમનસ ચંગ ।।
સરસ ધૂપ ચૂરણ [૬]શુચિ, આણે અતિ ઉછરંગ ।।૨।।
દર્પણ ચામર દીપતાં, છત્ર કલશ શ્રીકાર ।।
સામગ્રી સવી સ્નાત્રની, કરતા સુર તૈયાર ।।૩।।

---

૧ ખોલામાં. ૨ સમૂહ. ૩ એકઠા. ૪ ઇંદ્ર. ૫ ફુલ. ૬. પવિત્ર.

## ॥ ઢાલ પાંચમી ॥ રાગ કાફી ॥

॥ ચિત્ત તુમે કરો ભવિક જન, મણિ તંદુલ ઉદાર ॥ એ દેશી ॥

સુરપતિ કરે મેરુ પર, જિન જન્માભિષેક ॥ એ આંકણી ॥ આઠ જાતિના કલશ અનોપમ, આઠ સહસ પ્રત્યેક ॥ ક્ષીર નીર ભરી જિનપર ઢાલે, ઇમ અઢીસેં અભિષેક ॥ સુર૦ ॥૧॥ અચ્યુતાદિક [1]હરિ સામાનિક, લોકપાલ મુખ [2]લેખ ॥ ઈંદ્રાણી આનંદ ભરાણી, ન્હવણ કરે ધરી ટેક ॥સુર૦॥૨॥ ચંદન ચરચી કુસુમે અરચી, ધરો આભરણ અનેક ॥ સ્તવન નમન કરી જઈ જિન જનની, સમીપ ઠવે સુવિવેક ॥ સુર૦ ॥૩॥ નિદ્રા હરી ધરી [3]અંગુલ અમૃત, વરશી ધન [4]અતિરેક ॥ નંદીશ્વર જિનમાણક મહિમા, કરતા સુરવર [5]છેક ॥ સુર૦ ॥૪॥

## ॥ કાવ્યં ॥ શાર્દૂલ વિક્રીડિતં વૃત્તં ॥

ગર્ભસ્થોપિચ યઃ સ્તુતઃ શતમખૈ ર્જાતસ્તુ તીવ્રાદરા,
ત્તીર્થાંભોભૃત ભૂરિ રત્ન કલશૈ ર્ભર્માચલે મજ્જિતઃ ॥
દીક્ષા કેવલ મોક્ષ પર્વસુ મહાવસ્તેષુ સંપૂજિતો,
ભવ્યાનાં વિદધાતુ સોંતિમ જિનો ભદ્રાવલીં સર્વદા ॥૨॥

---

૧ ઇંદ્ર. ૨ દેવ. ૩ અંગુઠે. ૪ બહુ. ૫. ચતુર.

॥મંત્રઃ॥ ૐ હ્રીં શ્રીં પરમ પૂરૂષાય, પરમેશ્વરાય, જન્મજરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે મહાવીર જિનેંદ્રાય, અર્હંતે, જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ દ્વિતીય જન્મ કલ્યાણક પૂજા સંપૂર્ણા ॥

## ॥ અથ તૃતીય દીક્ષા કલ્યાણક પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

સચારમાં સિદ્ધારથે, છોડયા બંદિ સમસ્ત ॥
સસ્તી કરી વસ્તુ સવી, શણગાર્યું પુર [1]શસ્ત ॥૧॥
બાંધ્યાં તોરણ બારણે, સ્વસ્તિક પૂર્યા સાર ॥
સુમનસ ધૂપ સગંધતા, નૃત્યાદિક મનોહાર ॥૨॥
કરજ રહિત રઇયત કરી, આપ્યાં દાન અપાર ॥
ઓચ્છવ રંગ વધામણાં, જિન પૂજા જયકાર ॥૩॥
વાજાં વર વજડાવિયાં, ગવરાવ્યાં શુભ ગીત ॥
સ્થિતિ પતિતા ઓચ્છવ કર્યો, રૂડી કુલવટ રીત ॥૪॥
જ્ઞાતિ જમાડી જુક્તિશું, દેઇ સ્વજન સનમાન ॥
નામ ઠવ્યું નંદનતણું, વર્દ્ધમાન ગુણવાન ॥૫॥
[2]હરિ લાંછન કાંચન [3]તનુ, અમૃત પાન કરંત ॥
દ્વિતીયા ચંદ્ર પરે વિભુ, દિન દિન વૃદ્ધિ લહંત ॥૬॥

---

૧ પ્રશંસનીય. ૨ સિંહ. ૩ શરીર.

## ॥ ઢાલ પહેલી ॥ રાગ ભૈરવી ॥

॥ એ જમવા અભિલાષ, સરસ મહીં, એ જમવા અભિલાષ ॥
॥ એ દેશી ॥

વર્દ્ધમાન ભગવાન, ભુવનમણી, વર્દ્ધમાન ભગવાન ॥ એ આંકણી ॥ મનહર સ્ફુર્તિ મંગલ મૂર્તિ, [1]નૂતન રૂપ નિધાન ॥ ભુવન૦ ॥ [2]શારદ શશિ સમ [3]વદન [4]મનોરમ, [5]અધર [6]વિદ્રુમ ઉપમાન ॥ ભુવન૦ ॥૧॥ ઘુંઘર વાલા [7]કુંતલ કાલા, દંત [8]તતિ [9]સિત વાન ॥ભુવન૦॥ શ્વાસ સંબંધી [10]સમાર સુગંધી, [11]કરપદ કમલ સમાન ॥ ભુવન૦ ॥ ૨ ॥ ગજગતિ ગામી અમલ [12]અનામી, [13]પુદ્ગલ પ્રબલ પ્રધાન ॥ ભુવન૦॥ સહસ અષ્ટોત્તર લક્ષણ સુંદર, મતિ શ્રુત અવધિ માન ॥ ભુવન૦ ॥ ૩ ॥ પૂરણ પ્રતાપી [14]મધુરાલાપી, [15]વિદિત સકલ વિજ્ઞાન ॥ ભુવન૦ ॥ [16]નિખિલાનંદન ત્રિશલા નંદન, ગુણ ગણ માણુક ખાણ ॥ ભુવન૦ ॥૪॥

॥ દોહો ॥

ક્રીડા કરે પ્રભુ એકદા, લઘુ વય બાલક લ્હાર ॥
[17]વાસવ તવ બલ વર્ણવે, [18]મરુત સભા મોઝાર ॥૧॥

---

૧ નવીન. ૨ શરદ ઋતુનો ચંદ્ર. ૩ મુખ. ૪ સુંદર. ૫ હોઠ. ૬ પરવાલા. ૭ કેશ. ૮ પંક્તિ. ૯ ધોલી, ૧૦ વાયુ. ૧૧ હાથપગ. ૧૨ નીરોગી. ૧૩ શરીર. ૧૪ મિષ્ટ વચન બોલનાર. ૧૫ સર્વ કલાના જાણ. ૧૬ સર્વને આનંદ પમાડનાર. ૧૭ ઇંદ્રિ. ૧૮ દેવ.

## ॥ ઢાલ બીજી ॥ રાગ ભૈરવ ॥

॥ હોન દીલારામ તોકયા દિલકો આરામ ॥ એ દેશી ॥

નાથ લઘુ બાલ તોએ શક્તિ વિશાલ, શક્તિ વિશાલ ॥
વર્દ્ધમાન સુકુમાલ, નાથ લઘુબાલ તોએ શક્તિ વિશાલ ॥
લાખો જો [1]લેખ મલી બીવડાવે [2]લ્હારે, ભય મનમાં
ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ
લઘુ બાલ તોએ શક્તિ વિશાલ૦ ॥ એ આંકણી ॥

॥ શાખી ॥

મિથ્યાદૃષ્ટિ મત્સરી, [3] અમર એક તવ આય ॥
થૂલ ભયંકર [4]અહિ થઈ, વૃક્ષ ઉપર વિંટાય ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ
વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૧ ॥

॥ શાખી ॥

[5]દીર્ઘપૃષ્ટને દેખતાં, બ્હીને નાઠા બાલ ॥
પકડી નિજ હાથે પ્રભુ, કરે દૂર તત્કાલ ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ
વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૨ ॥

॥ શાખી ॥

ધૃષ્ટપણે સુર તે ધરે, સાત તાલનું રૂપ ॥
પ્રકૃષ્ટ મુષ્ટિ પ્રહારથી, વાલે [6]વિષ્ટપ ભૂપ ॥

---

૧ દેવ. ૨ સાથે. ૩ દેવ. ૪ સર્પ. ૫ સર્પને ૬ જગત.

ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૩ ॥

શાખી

સુર ગયો જિન માણિકયને, ખામી નામી શિર ॥
તુષ્ટ ચિત્ત [1]મઘવા તદા, નામ ધરે મહાવીર ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

આઠ વર્ષની ઉમ્મરે, માત પિતા મનોહાર ॥
નિશાલે જગ નાથને, આણે હર્ષ અપાર ॥ ૧ ॥
સંશય પંડિતના સવી, ટાલે ત્યાં જગ તાત ॥
જૈનેંદ્ર વ્યાકરણ વર, તદા થયું વિખ્યાત ॥ ૨ ॥
[2]પિતૃવ્ય નામ સુપાર્શ્વ છે, નંદિવર્દ્ધન ભ્રાત ॥
ભાગની તાસ સુદર્શના, પાવન જગ પ્રખ્યાત ॥ ૩॥
વરી યશોદા યૌવને, સુખ વિલસે સંસાર ॥
અઠાવીશ વરશે ગયાં, માત પિતા [3]સ્વ મઝાર ॥ ૪ ॥
માગે સંજમ [4]અનુમતિ, પ્રભુ નિજ બાંધવ પાસ ॥
પ્રત્યુત્તર આપે તદા, નંદિવર્દ્ધન ખાસ ॥ ૫ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥ રાગ કાલિંગડો ॥

॥ બીક લાગે ભાઈ બાપુ પાસે જાતાં મુજનેરે ॥ એ દેશી ॥

હાલ નહી ભાઈ આપું વ્રતની [5]સંમતિ તુજનેરે ॥
માત પિતાનો વિરહ [6]વાહ્નિ દહેછે મુજનેરે ॥ હાલ૦ ॥

---

૧ ઈંદ્ર. ૨ કાકા. ૩ સ્વર્ગ. ૪ આજ્ઞા. ૫ આજ્ઞા. ૬ અગ્નિ.

એ આંકણી ॥ ભાઇ વાત રખે એ ભાખે, પીડા પામું તુજ પાખે ॥ ક્ષત ઉપર ખાર શું નાંખે, વલ્લભ તુજ વિજોગ કેમ ખમાય મુજનેરે ॥ હાલ૦ ॥ ૧ ॥ મહાવીર કહે પિઅ માઈ, [1]ભાર્યા [2]સુત [3]ભગિની ભાઇ ॥ થઈ સર્વ અનંત સગાઈ ॥ જગતમાં ક્યાં ક્યાં પ્રતિબંધ કરવો જીવનેરે ॥ હાલ૦ ॥૨॥ [4]નંદિ કહે મોહ નઠારો, પણ પ્રાણથકી તું પ્યારો ॥ વેઠાય વિરહ નહી તારો, તેથી રજા બે વર્ષ પછી હું આપીશ તુજનેરે ॥ હાલ૦ ॥ ૩ ॥ જિન માણક જલ્પે વારુ, હો વચન પ્રમાણ તમારું ॥ પણ આરંભ કોઇ મુજ સારુ, કરશો નહી હું રહીશ [5]ફાસુ આહાર ગ્રહણેરે ॥ હાલ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

પ્રાસુક આહારી રહ્યા, બ્રહ્મચારી બે [6]વાસ
તીશ વર્ષ જગ તાતજી, વસ્યા એમ ઘર વાસ ॥ ૧ ॥
અવલોકે અવધે વિભુ, સંજમ અવસર જામ ॥
નવ લોકાંતિક [7]નિર્જરા, વિનવે આવી તામ ॥ ૨ ॥

## ॥ ઢાલ ચોથી ॥ રાગ કલ્યાણ ॥

॥ અબ મોયે તારો વાસુપૂજ્ય ॥ એ દેશી ॥

અબ તુમે થાપો ધર્મ તીર્થ ॥ સ્વામીહો મોક્ષ ગામી, અબ તુમે થાપો ધર્મ તીર્થ ॥ એ આંકણી ॥

---

૧ સ્ત્રી. ૨ પુત્ર, ૩ બ્હેન. ૪ નંદિવર્દ્ધન, ૫ અચિત્ત. ૬ વર્ષ. ૭ દેવ.

હે અરિગંજન અરિહંત, [૧]બોધિ દાયક બલવંત, શિવ મારગ દર્શક સંત ।। શિવ મારગ દર્શક સંતરે તુમે થાપો ધર્મ તીર્થ ।। અબ તુમે થાપો ધર્મ તીર્થ ।। ૧ ।।

શાખી

જય જય જગદાનંદ જિન, જય જય ભદ્ર [૨]ભદંત ।।
જય જય ક્ષત્રિય વર વૃષભ, ભય ભંજન ભગવંત ।।
સ્વામીહો મોક્ષ ગામી ।। અબ તુમે થાપો૦ ।। ૨ ।।

શાખી

નિરુપમ ગુણ મણિ નીરધિ, નિખિલ નીતિ [૩]નિષ્ણાત ।।
।। બૂઝ બૂઝ બુદ્ધિ [૪]નિધિ, તારણ ત્રિભુવન તાત ।।
સ્વામીહો મોક્ષ ગામી ।। અબ તુમે થાપો૦ ।। ૩ ।।
કલ્યાણ શ્રેણિ કરનાર, [૫]દિવ્યામૃત સુખ દાતાર, સૂરિમાણક જગમાં સાર ।। સૂરિમાણક જગમાં સારરે, તુમે થાપો ધર્મ તીર્થ ।। અબ તુમે થાપો૦ ।। ૪ ।।

।। દોહા ।।

[૬]વરશી દાન દિયે વિભુ, દુખ દારિદ્ર નિવાર ।।
કનક રજત મણિ [૭]હરિ [૮]કરિ, વસ્તુ વિવિધ પ્રકાર ।।૧।।
દિન દિન સોનૈયા દિયે, એક કોડી અડ લક્ષ ।।
[૯]નિર્જર પતિ [૧૦]નિર્દેશથી, દેવ પૂરે ધન દક્ષ ।। ૨ ।।

---

૧ સમકિત. ૨ પૂજ્ય. ૩ નિપુણ. ૪ ભંડાર. ૫ સ્વર્ગ મોક્ષનું. ૬ આઠેકાણે યાચકને દાન દેવું. ૭ ઘોડા. ૮ હાથી. ૯ ઇંદ્ર. ૧૦ હુકમ.

ત્રણસેં અઠ્યાશી કોડિયો, એંશી લાખ [1]દીનાર ॥
સર્વ દાન સંવત્સરે, આપે જગદાધાર ॥ ૩ ॥
દાન પ્રભુ હાથે ગ્રહે, ભવ્ય તેહ નર નાર ॥
રોગ મટે ષટ માસનો, હોય વર્ષ નહી બાર ॥ ૪ ॥
નંદિવર્દ્ધનની હવે, સંમતિ પામી સાર ॥
છઠ કરી સજ્જ થયા પ્રભુ, લેવા સંજમ ભાર ॥ ૫ ॥

## ॥ ઢાલ પાંચમી ॥

॥ પુનમ ચાંદની ખીલી પૂરી અહીંરે ॥ એ દેશી ॥

દીક્ષા અવસર જાણી કોડા કોડી દેવતારે, [2]હરિમ ચોસઠ ભાવે આવે જિન દરબાર ॥ વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરનેરે ॥ એ આંકણી ॥

॥ શાખી ॥

કંચન મણિ કલશા કરી, તીર્થોદક ભરી [3]તાર ॥ ન્હવરાવી જગ નાથને પહેરાવી શણગાર ॥ શોભિત ચંદ્રપ્રભા શિબિકામાં રત્ન સિંહાસનેરે, પધરાવી નર પૂર્વક વહતા સુર ધરી પ્યાર ॥ વંદો વંદો૦ ॥ ૧ ॥

॥ શાખી ॥

કુસુમ વૃષ્ટિ સુર વર કરે, બોલે મંગલ માલ ॥ શક્ર ઇશાનં ચામર ધરે, વાજિત્ર નાદ વિશાલ ॥ [4]ગોરી ગાવે

---

૧ સોનૈયા. ૨ ઇંદ્ર. ૩ નિર્મલ. ૪ સ્રિયો.

ભાવે સાચે નાચે અપચ્છરારે, સુંદર મંગલ [1]હય [2]ગય રથ નર ધ્વજ શ્રીકાર ॥ વંદો વંદો૦ ॥ ૨ ॥

॥ શાખી ॥

પ્રેમે પ્રભુ પદ પદ્મને, નમે બહુ નર નાર ॥ કહે સ્વજન હણી કર્મને, શિવસુખ વરજો સાર ॥ આવી આડંબરથી જ્ઞાતખંડ ઉદ્યાનમાંરે, અશોક તલે તજી ભૂષણ લોચ કરે નિરધાર ॥ વંદો વંદો૦ ॥ ૩ ॥

॥ શાખી ॥

[3]સહવદ દશમી ઉત્તરા, જગ માણક જિનરાય ॥ સિદ્ધ નમી વ્રત ઉચ્ચરે, મન પર્યંવ તવ થાય ॥ થાપી [4]દેવાધીશ્વર દેવદૂષ્ય પ્રભુ ખંધલેરે, નમો નાથાય કહી નંદીશ્વર જાય ઉદાર ॥ વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરનેરે૦ ॥ ૪ ॥

## ॥ કાવ્યં ॥ શાર્દૂલ વિક્રીડિતં વૃત્તં ॥

ગર્ભસ્થોપિચ યઃ સ્તુતઃ શતમખૈ ર્જાતસ્તુ તીવ્રાદરા,
ત્તીર્થાંભોભૃત ભૂરિ રત્ન કલશૈ ર્ભર્માચલે મજ્જિતઃ ॥
દીક્ષા કેવલ મોક્ષ પર્વસુ મહાધસ્તેષુ સંપૂજિતો,
ભવ્યાનાં વિદધાતુ સોંતિમ જિનો ભદ્રાવલીં સર્વદા ॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ પૂરુષાય, પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે મહાવીર જિનેંદ્રાય,

---

૧ ઘોડા. ૨ હાથી. ૩ માગશર. ૪ ઇંદ્ર.

નાથાય, જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં૦ દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ તૃતીય જન્મ કલ્યાણક પૂજા સંપૂર્ણા ॥



## ॥ અથ ચતુર્થ કેવલ જ્ઞાન કલ્યાણક પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

બંધુ વર્ગને જિન હવે, પૂછી કરે વિહાર ॥
સહતા સવી ઉપસર્ગને, વહતા સંજમ ભાર ॥ ૧ ॥
દોય ઘડી દિવસ છતે, કુમાર નામે ગામ ॥
તે દિન જઈ કાઉસગ રહ્યા, રાતે આતમરામ ॥ ૨ ॥
કોપે [૧]ગોપ તિહાંકને, જિનને મારણ જાય ॥
[૨]ગોપતિ જાણી [૩]ગોપને, આપે શિક્ષા આય ॥ ૩ ॥
હવે તિહાં જિનને [૪]હરિ, કરતો સેવા કોડ ॥
વિનય ધરીન વિનવે, જુગતે બે કર જોડ ॥ ૪ ॥

### ॥ ઢાલ પહેલી ॥

॥ પ્રભુ અર્જ સુણી અહીં આવો, મંજારી બાલ બચાવો ॥
॥ એ દેશી ॥

આ અર્જ પ્રભુ અવધારો, તુમ પાસે રાખી તારો ॥
॥ એ આંકણી ॥ ઉપસર્ગ છે ઘણા આપને, નાથ કહું

---

૧ ગોવાલ. ૨ ઇંદ્ર. ૩ ગોવાલને. ૪ ઇંદ્ર.

શિર નામી ॥ બાર વર્ષ વૈયાવચ્ચ બાબત, સાથે રહું હું સ્વામી ॥ આ૦ ॥૧॥ નાથ કહે કદી થયું નથી એ, થશે નહી નવ થાવે ॥ [1]શક્રાદિકની સહાય થકી જે, અરિહા જ્ઞાન ઉપાવે ॥ હે ઇંદ્ર થશે જે ભાવી, છે રીત અનાદિ આવી ॥ ૨ ॥ સર્વ જિનેશ્વર કેવલ સંપદ, નિજ શક્તે નિપજાવે ॥ તે માટે ઉપસર્ગ થશે તે, સહીશ સમતા ભાવે ॥ હે ઇંદ્ર૦ ॥ ૩ ॥ હરવા તવ મરણાંત કષ્ટને, [2]સિદ્ધારથને ઠાવે ॥ પ્રેમે જિન માણક પદ પ્રણમી, સુરપતિ સ્વર્ગે જાવે ॥ આ અર્જ પ્રભુ અવધારો ॥ ૪ ॥

॥ દોહા ॥

બહુલ બ્રાહ્મણને ગૃહે, [3]પરમાન્ને જિનરાય ॥
પ્રથમ કરે તપ પારણું, પંચ દિવ્ય પ્રગટાય ॥ ૧ ॥
ચેલોત્ક્ષેપ સુગંધ જલ, વૃષ્ટિ દુંદુભિ શબ્દ ॥
અહો દાન ઉદ્ઘોષણા, થાય કનકનો [4]અબ્દ ॥ ૨ ॥
વિચરંતા [5]વસુધા વિશે, ધરતા ઉત્તમ ધ્યાન ॥
એક દિવસ [6]દ્વિજ આવિને, વિનવે શ્રીભગવાન ॥૩॥

## ॥ ઢાલ બીજી ॥

॥ શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી ॥
॥ એ દેશી ॥

શું કહું દુખ હું મ્હારું રાજ, શું કહું દુખ હું મ્હારું ॥

---

૧ ઇંદ્રાદિકની. ૨ સિદ્ધાર્થ વ્યંતરને. ૩ ખીરે. ૪ વરસાત. ૫ પૃથ્વી. ૬ બ્રાહ્મણ.

હવે શરણ છે એક તમારું રાજ, શું કહું દુખ હું મ્હારું ॥ એ આંકણી ॥ જગજીવન તુમે વરશ્યા જ્યારે, વરશીદાન [1]વસુ [2]વારે ॥ તાત હતો નહી હું અહીં ત્યારે, નિર્ભાગી અતિ ભારે ॥ રાજ૦ ॥ ૧ ॥ રાત દિવસ ધન કારણ રડિયો, જ્યાં ત્યાં અતિ આથડિયો ॥ તોપણ રંચ ન ધન સાંપડિયો, નિવિડ [3]વિઘન ધન નડિયો ॥ રાજ૦ ॥ ૨ ॥ પુણ્યે તુમ પદ પંકજ પામી, આજે અંતર જામી ॥ [4]નિરાશ્રય નિર્ધન શિર નામી, શરણ પડ્યો છું સ્વામી ॥ રાજ૦ ॥ ૩ ॥ દીન દયાલ દયા દિલ ધારી, દારિદ્ર દુઃખ વિદારી ॥ સુખી કરો મ્હને જગ સુખકારી, જિન માણક જયકારી ॥ રાજ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

દીન વચન સુણી એહવાં, પ્રભુજી પરમ કૃપાલ ॥
દેવદૂષ્ય અડધું દિયે, બ્રાહ્મણને તત્કાલ ॥ ૧ ॥
અતિ ઉદાર અરિહંતનું, અર્દ્ધ વસ્ત્રનું દાન ॥
વસ્ત્ર પાત્રમાં સૂચવે, મૂર્છા નિજ [5]સંતાન
અર્દ્ધ કંટક વલગી પડ્યું, જિન [6]હરિદૃષ્ટે જોય ॥
કેઇક મમતાથી કહે, કિહાં પડ્યું ઇમ કોય ॥ ૩ ॥
વસ્ત્ર પાત્ર નિજ સંતતિ, દુર્લભ સુલભ નિહાલ ॥
કંટક [7]પટ લગને થશે, શાસન કંટક જાલ ॥ ૪ ॥

---

૧ સુવર્ણ. ૨ સમૂહ. ૩ અંતરાય. ૪ આશ્રય વિનાનો. ૫ શિષ્ય પરંપરા. ૬ સિંહાવલોકનથી. ૭ વસ્ત્ર.

નિર્લોભી પ્રભુ નવ લિયે, તે [1]વાડવ લઈ જાય ાા
વર્ષાધિક ઇમ વીરજી, [2]ચીવર ધર કહેવાય ાા ૫ ાા
સાઢા બાર વરશ લગે, સહતા પરિષહ ઘોર ાા
ઘોર અભિગ્રહ ધારતા, હણવા કર્મ કઠોર ાા ૬ ાા

## ઢાલ ત્રીજી ાા રાગ બરવો ાા તાલ કેરબો

ાા મજા દેતેહૈ કયા યાર તેરે બાલ ઘુંઘર વાલે ાા એ દેશી ાા

ધન ધન વર્દ્ધમાન વડવીર, વિચરે [3]ઉર્વીતલ ઉપગારી ાા સુર નર તિરિ ઉપસર્ગ સુધીર, સમ્યગ સહતા સમતા ધારી ાા એ આંકણી ાા શૂલપાણિને [4]કૌશિક વ્યાલ, ગુણ હીણ ગોશાલો ગોવાલ ાા વ્યંતરી કટપૂતના વિકરાલ, કરે પરિષહ પ્રભુને દુખકારી ાા ધન૦ ાા ૧ ાા કપટી કુટિલ હૃદયનો ક્રૂર, સંતાપે બહુ સંગમ સુર ાા પ્રભુજી પામ્યા દુખ ભરપૂર, રહ્યા ષટ માસી નિરાહારી ાા ધન૦ ાા ૨ ાા ગોપે ખીલા ઠોક્યા કાન, મૂકી ખેંચે રાડ મહાન ાા થયું અતિ [5]ભૈરવ તવ ઉદ્યાન, ફાટી પર્વત શિલા ભારી ાા ધન૦ ાા ૩ ાા ઉધર્યા અપરાધી [6]અસુમંત, શ્રી જિનમાણક કરુણાવંત ાા મૂઠી બાકુલ લેઇ મહંત, તાતજી ચંદનબાલા તારી ાા ધન૦ ાા ૪ ાા

---

૧ બ્રાહ્મણ. ૨ વસ્ત્ર. ૩ પૃથ્વીતલ. ૪ ચંડકોશિયો નાગ. ૫ ભયંકર. ૬ પ્રાણી.

॥ દોહા ॥

કર્યો એક ષટ માસી તપ, પંચ દિવસ ઉણુ એક ॥
નવ ચોમાસી તપ કર્યા, ત્રણ માસી બે ટેક ॥ ૧ ॥
દોઢ માસી અઢી માસિયા, બે બે ષટ બે માસ ॥
દ્વાદશ માસ ખમણ કર્યા, બ્હોતેર કીધાં પાસ ॥ ૨ ॥
બાર અઠમ વલી છઠ કર્યા, બસ્સેં ઓગણત્રીશ ॥
ભદ્રાદિક પ્રતિમા ધરી, દિન દુગ ચઉ દશ ઇશ ॥ ૩ ॥
[1]નિર્જલ તપ સવી પારણાં, ત્રણસેં ઓગણપચાશ ॥
કાલ સમસ્ત [2]પ્રમાદનો, [3]અંતર્મુહૂર્ત્ત જાસ ॥ ૪ ॥
એ રીતે તપ આચરી, સમતા સાધન સાથ ॥
કિલષ્ટ કર્મ દલ ક્ષય કરે, [4]જ્ઞાતપુત્ર જગનાથ ॥ ૫ ॥

## ॥ ઢાલ ચોથી ॥ રાગ સોહની ॥ કવાલી ॥

॥ રાજા મેરા કિધેની ગયા ॥ એ દેશી ॥

વીર જિણંદ જયકારા જયકારા, ભવિજન પૂજો ભાવશું ॥ એ આંકણી ॥ માયા કાયા મમતા મારી, શમ દમ સંજમ ધરમ સ્વીકારી ॥ અવલ બન્યા અણગારા અણગારા ॥ ભવિ૦ ॥ સમિતિ ગુપ્તિ શોભિત સોભાગી, નિરુપલેપ નિસ્નેહ નિરાગી ॥ પ્રતિબંધ ચઉ તજનારા તજનારા ॥ ભવિ૦ ॥ ૧ ॥ પરમ જ્ઞાન દર્શન

---

૧ ચોવીહાર. ૨ નિદ્રાનો. ૩. બે ઘડી. ૪ મહાવીર.

[1]વ્રત ધારી, [2]પરમાલય પ્રભુ પરમ વિહારી ।। વીર્ય પરમ વરનારા વરનારા ।।ભવિ૦।। અજ્જવ મદ્દવ લાઘવ પુષ્ટિ, ક્ષાંતિ મુક્તિ ગુપ્તિ તુષ્ટિ ।। સત્ય પરમ સેવનારા સેવનારા ।।ભવિં૦।। ૨ ।। નિંદ શયન જાગરણ નિવારી, ઉજ્જાગરણ દશા અવધારી ।। ધ્યાન શુકલ ધરનારા ધરનારા ।। ભવિ૦ ।। શક્તિ અપૂરવ યોગે સ્વામી, ક્ષપકશ્રેણિ ચઢી આતમ રામી ।। ઘાતિ કરમ હણનારા હણનારા ।। ભવિ૦ ।।૩।। [3]માધવ શુદ્ધિ દશમી મનોહારી, ચંદ્ર ઉત્તરા ફાલ્ગુની ચારી ।। વિજય મુહૂર્ત્તે શુભકારા શુભકારા ।। ભવિ૦।। સાલ તરુ તલે છઠ તપ શાલી, વરિયા કેવલ શ્રી રૂપાલી ।। સૂરિમાણક પ્રભુ પ્યારા પ્રભુ પ્યારા ।। ભવિજન પૂજો ભાવશું ।। વીર૦ ।। ૪ ।।

।। દોહા ।।

[4]સર્વવેદી જિન કેવલી, હવે થયા અરહંત ।।
જાણે જીવાજીવના, ભાવ સકલ ભગવંત ।।૧।।
પ્રથમ સમવસરણે પ્રભુ, જિમ સ્થલપર જલધાર ।।
દીધી ક્ષણભર દેશના, નિષ્ફલ ગઇ નિરધાર ।।૨।।
નયરી અપાપા આવિયા, વન મહસેન વિશાલ ।।
સમવસરણ સુર વર રચે, ત્રણ ગઢ ઝાકઝમાલ ।।૩।।
દરેક ગઢ ચઉ દ્વાર છે, દેવ દેવી રખવાલ ।।

૧ ચારિત્ર. ૨ નિર્દોષ વસતિ સેવન. ૩ વૈશાખ. ૪ સર્વજ્ઞ.

છત્ર ધ્વજ શ્રીકાર છે, મણિમય તોરણ માલ ॥૪॥
[1]શાલિભંજિકા શોભતી, ધૂપ ધાણાં ઝલકાર ॥
પ્રતિદ્વાર વર વાપિકા, કંચન કમલ ઉદાર ॥૫॥
કંચન [2]વપ્ર વીશે કરે, દેવ છંદ [3]ઈશાન ॥
દ્વાર દ્વાર અતિદીપતાં, વીશ સહસ [4]સોપાન ॥૬॥
રત્ન ગઢે દ્વાદશ સભા, કનક ગઢે તિર્યંચ ॥
રૌપ્ય ગઢે વાહન રહે, વૈર વિરોધ ન રંચ ॥૭॥

## ॥ ઢાલ પાંચમી ॥

॥ શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો ॥ એ દેશી ॥

જિનરાજ વર્દ્ધમાન [5]બ્રહ્મ વ્યાપી રહ્યો, વ્યાપી રહ્યો [6]સુપ્રલાપી રહ્યો ॥જિન૦॥ શાખી૦॥ પુષ્પ વૃષ્ટિ દિવ્ય ધ્વનિ, ભામંડલ ઝલકાર ॥ શિરપર છત્ર ચમર ઢલે, દુંદુભિ નાદ રસાલ ॥ અનુપમ ઓપત [7]વિટપી અશોકથી, ભવિક લોક શોક કાપી રહ્યો, કાપી રહ્યો સુપ્રલાપી રહ્યો જિન૦ ॥ ૧ ॥ શાખી૦ ॥ શોભિત રત્ન સિંહાસને, બેઠા શ્રી જિનચંદ ॥ પદ પંકજ પ્રેમે કરી, સેવે સુર નર ઈંદ ॥ મધુર સ્વરે વર માલકોશ રાગમાં, અમૃત દેશના આપી રહ્યો, આપી રહ્યો સુપ્રલાપી રહ્યો ॥ જિન૦ ॥ ૨ ॥ શાખી૦ ॥ સ્યાદવાદ

---

૧ પુતલિયો. ૨ ગઢ. ૩ ઈશાન કોણમાં. ૪ પગથીયાં. ૫ સત્ય જ્ઞાન. ૬ ઉત્તમ વચનો બોલી રહ્યાછે. ૭ વૃક્ષ.

રસ કૂપિકા, નય ગમ ભંગ નિધાન ॥ વાણી યોજન ગામિની, વરશી શ્રી ભગવાન ॥ ગણધર પદવી સાથ ગુણ [1]સેવધિ, સંઘ ચતુર્વિધ સ્થાપી રહ્યો, સ્થાપી રહ્યો સુપ્રલાપી રહ્યો ॥ જિન૦ ॥ ૩ ॥ શાખી૦ ॥ જ્ઞાન મહોત્સવ સુર કરે, વરત્યો જય જયકાર ॥ દેવછંદ બીરાજતા, જિનવર જગદાધાર ॥ સુરિ માણક મહાવીર પદ સેવતાં, સમકિત બીજ શુભ [2]વાપી રહ્યો, વાપી રહ્યો ભવ [3]માપી રહ્યો ॥ જિનરાજ૦ ॥ ૪ ॥

## ॥ કાવ્યં ॥ શાર્દૂલ વિક્રીડિતં વૃત્તં ॥

ગર્ભસ્થોપિચ યઃ સ્તુતઃ શતમખૈ ર્જાતસ્તુ તીવ્રાદરા,
ત્તીર્થાભિભૂત ભૂરિ રત્ન કલશૈ ર્મેર્વાચલે મજ્જિતઃ ॥
દિક્ષા કેવલ મોક્ષ પર્વસુ મહાધસ્નેષુ સંપૂજિતો, ભવ્યાનાં
વિદધાતુ સોંતિમ જિનો ભદ્રાવલીં સર્વદા ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ પૂરૂષાય, પરમેશ્વરાય, જન્મજરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે મહાવીર જિનેંદ્રાય, સર્વજ્ઞાય, જલં૦ ચંદનં૦ પુષ્પં૦ ધૂપં દીપં૦ અક્ષતં૦ નૈવેદ્યં૦ ફલં૦ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ ચતુર્થ કેવલજ્ઞાન કલ્યાણક પૂજા સંપૂર્ણ ॥



---

૧ ભંડાર. ૨ વાવી રહ્યોછે. ૩ માપ કરી રહ્યોછે.

# ॥ અથ પંચમ નિર્વાણ કલ્યાણક પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

એકાદશ ગણધર થયા, સાધુ ચૌદ હજાર ॥
છત્રીશ સહસ સુસાધવી, ચરણ કરણ વ્રત ધાર ॥૧॥
દોઢ લાખ નવ સહસ છે, શ્રાવક શુદ્ધાચાર ॥
શ્રાવિકા ત્રણ લાખને, ઉપર સહસ અઢાર ॥૨॥
ત્રણસેં ચૌદ પૂરવ ધરા, સહસ ત્રિશત [1]અવધીશ ॥
કેવલી [2]સગ શત સાતસેં, વૈક્રિય લબ્ધિ મુનીશ ॥
[3]વિપુલમતિ મુનિ પાંચસે, [4]ચઉશત વાદી સાર ॥
દેવ દેવી પરિકર બહુ, પાવન પ્રભુ પરિવાર ॥૩॥

## ॥ ઢાલ પહેલી ॥ રાગ માઢ ॥

॥ પ્રેમનો કોલ દીયો રાજકુમાર ॥ એ દેશી ॥

ભાવથી નિત ભજિયે વીર ભદંત, અતિશય ભરિયા અરિહંત ॥ ભાવથી૦ ॥ એ આંકણી ॥
નિર્મલ રૂપ શરીર નિરોગી, શ્વાસ સુગંધિત [5]શસ્ય ॥
માંસ રુધિર ક્ષીર ધવલ મનોહર, આહાર નીહાર અદશ્ય ॥
મૂલ અતિશય એ ચાર મહંત ॥ ભાવથી૦ ॥ ૧ ॥

---

૧ અવધિ જ્ઞાની. ૨ સાતસેં. ૩ મનઃપર્યવજ્ઞાની. ૪ ચારસેં. ૫ પ્રશંસનીય.

સુર નર તિરિ જન કોડા કોડી, જોજન માંહી સમાય ॥
જોજન ગામિની વાણી નિજ નિજ, ભાષામાં સમજાય ॥
પાછળ શિર ભામંડલ ભાસંત ॥ ભાવથી૦ ॥ ૨ ॥
રોગ દુકાલ [૧]ઈતિને [૨]ભીતિ, મારી વૈર મહાન ॥
અતિવૃષ્ટિ અવૃષ્ટિ ન હોવે, પાંચસેં કોશ પ્રમાણ ॥
કર્મ ક્ષયથી અગીયાર એ કંત ॥ ભાવથી૦ ॥ ૩ ॥
સૂરિ માણક પ્રભુ શાસન સ્વામી, વર્દ્ધમાન જિનરાય ॥
ભક્તિ [૩]નિર્ભર ભાવે ભજતાં, જન્મ કોટિ [૪]અઘ જાય ॥
આતમ અનુભવ અતિશય ઉલસંત ॥ ભાવથી૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

ચૈત્યવૃક્ષ [૫]વપ્ર ત્રયી, સિંહાસન શ્રીકાર ॥
ધર્મચક્ર ધ્વજ ગગનમાં, દુંદુભિ નાદ ઉદાર ॥ ૧ ॥
છત્ર ત્રય ચામર ચલે, વાયુ અનુકૂલ વાય ॥
કનક કમલ નવ પગ ઠવે, કાંટા ઉંધા થાય ॥ ૨ ॥
પક્ષી દિયે પ્રદક્ષિણા, વરશે શુચિ જલ ફૂલ ॥
નખ [૬]કચ [૭]શ્મશ્રુ વધે નહી, [૮]અક્ષ ઋતુ અનુકૂલ ॥૩॥
કોડી સુર સેવા કરે, પ્રણમે તરુવર જાત ॥
દિયે ચતુર્મુખ દેશના, [૯]સુરકૃત [૧૦]નવદશ ખ્યાત ॥૪॥

---

૧ ઉપદ્રવ. ૨ સ્વચક્ર પરચક્રનો ભય. ૩ અત્યંત. ૪ પાપ. ૫ ત્રણ ગઢ. ૬ કેશ. ૭ દાઢીમૂછ. ૮ ઇંદ્રિયાર્થ. ૯ દેવના કરેલા ૧૦ ઓગણીશ.

ઇમ ચોત્રીશ અતિશય ધરે, વિચરે દેશ વિદેશ ॥
વાણી પાંત્રીશ ગુણ વદે, આપે વર ઉપદેશ ॥૫॥

## ॥ ઢાલ બીજી ॥

॥ માન માયાના કરનારારે, જરા જોને તપાસી તારી કાયા ॥
॥ એ દેશી ॥

વદે વર્દ્ધમાન જિનરાયારે; મહાપુણ્યે મનુષ્ય ભવ પાયા ॥ આ ઉત્તમ અવસર આયારે, સદા સેવો ધરમ સુખદાયા ॥ એ આંકણી॥ કૂડી છે કાયા મિથ્યા છે માયા, છાઇ વાદલની છાયા ॥ મોહે મૂંઝાયા ભરમે ભૂલાયા, ફોગટ ફંદમાં ફસાયારે ॥ મહા૦ ॥ ૧ ॥ લોભે લૂટાયા, કામે કૂટાયા, મ્હારા તારામાં મરાયા ॥ ડાપણ ડાહ્યા જન્મ ગુમાયા, પાછલ તે પસ્તાયારે ॥મહા૦॥૨॥ પ્રભુ પૂજાયા સંત સેવાયા, ધર્મ મારગમાં ધાયા ॥ સમતા સહાયા ધ્યાન ધરાયા, કલ્યાણ તેજ કમાયારે ॥ મહા૦ ॥ ૩ ॥ જ્ઞાન ભણાયા શ્રદ્ધા સોહાયા, સંજમ શુદ્ધ સધાયા ॥ મોક્ષ ઉપાયા એહ મનાયા, સૂરિ માણક સમજાયારે ॥ ॥ મહા પુણ્યે મનુષ્ય ભવ પાયા ॥ વદે વર્દ્ધમાન૦॥ ૪ ॥

॥ દોહા ॥

પ્રસન ચંદ્ર પૃથ્વીપતિ[1], દશાર્ણભદ્ર[2] નરેશ ॥
ઉદાયન આદિ ઘણા, પ્રતિબોધ્યા[3] પરમેશ ॥ ૧ ॥

---

૧ રાજા. ૨ રાજા. ૩ ભગવાન.

શ્રેણિકાદિ નવ [૧]સત્વને, આપ્યું જિનપદ સાર ॥
મેઘકુમારાદિક બહુ, તાર્યા રાજ કુમાર ॥ ૨ ॥
ઋષભદત્ત નિજ તાતજી, દેવાનંદા માય ॥
બ્યાશી દિવસ સંબંધથી, પહોચાડ્યાં શિવ [૨]ઠાય ॥૩॥
[૩]રૌહિણેય [૪]અર્જુન પ્રમુખ, ઉધર્યા અધમ અનેક ॥
નિરુપમ જિનપદ નામને, વેદે એમ વિવેક ॥ ૪ ॥
અસ્થિક ગામ [૫]પ્રણિત ભૂમિ, શ્રાવસ્તી પુર છેક ॥
આલભિકા નગરી વસ્યા, ચોમાસું એકેક ॥ ૫ ॥
ત્રણ ચંપા બે ભદ્રિકા ષટ મિથિલા શુભ વાસ ॥
વૈશાલી વાણિજ્યમાં, બાર કર્યાં ચોમાસ ॥ ૬ ॥
રાજગૃહી નગરી રહ્યા, ચોમાસાં દશ ચાર ॥
[૬]ચરમ ચોમાસું આવિયા, પાવાપુર મોઝાર ॥ ૭ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥ રાગ માલકોશ ॥

જયજય વીરજિણંદ જગતગુરુ, જયજય વીરજિણંદ ॥ એ આંકણી ॥ કાર્ત્તિકમાસ અમાવસી રજની, સ્વાતિ-નક્ષત્રનો ચંદ ॥ જગત૦ ॥ સોલ પ્રહર દેશના દેઇ સ્વામી, છઠ તપ કરી સુખકંદ ॥ જગત૦ ॥૧॥ પદ્માસન રહી એકાકી પ્રભુ, પામ્યા પદ [૭]મહાનંદ ॥ જગત૦ ॥ ભાવ ઉદ્યોત ગયે [૮]ગણ ભૂપતિ, વિરચે દીપક [૯]વૃંદ ॥જગત૦॥ ૨ ॥

---

૧ જીવને. ૨. ઠામ. ૩. રોહણીયોચોર. ૪ અર્જુનમાલી. ૫ અનાર્યદેશ. ૬ છેલ્લું ૭ મોક્ષ. ૮ અઢારગણ રાજાઓ ૯ સમૂહ.

એ અવસર સવી સુરપતિ આવી, વંદે પદ [1]અરવિંદ ॥ જગત૦॥ કરણી ઉચિત સવિ સુર મલી કરતા, [2]નિર્ભર નિરાનંદ ॥જગત૦॥૩॥ દાઢાદિક લઇ રત્ન થૂભ રચી, સર્વ સુરાસુર ઈંદ ॥ જગત૦ ॥ નંદીશ્વર જિન માણક મહિમા, કરતા [3]ભાવ અમંદ ॥ જગત ગુરુ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

વર્દ્ધમાન વચને તદા, શ્રી ગૌતમ ગણધાર ॥
દેવશર્મ પ્રતિબોધવા, ગયા હતા નિરધાર ॥ ૧ ॥
પ્રતિબોધી તે વિપ્રને, પાછા વલિયા જામ ॥
તવ તે શ્રવણે સાંભલે, વીર લહ્યા શિવ ધામ ॥ ૨ ॥
ધ્રસક પડચો તવ ધ્રાસકો, ઉપન્યો ખેદ અપાર ॥
વીર વીર કહી વલવલે, સમરે ગુણ [4]સંભાર ॥ ૩ ॥
પૂછીશ કોને પ્રશ્ન હું, ભંતે કહી ભગવંત ॥
ઉત્તર કુણ મુજ આપશે, ગોયમ કહી ગુણવંત ॥ ૪ ॥
અહો પ્રભુ આ શું કર્યું, દીનાનાથ દયાલ ॥
તે અવસર મુજને તમે, કાઢચો દૂર કૃપાલ ॥ ૫ ॥

## ॥ ઢાલ ચોથી ॥

॥ પંથીડા સંદેશો કહેજો મ્હારા નાથને ॥ એ દેશી ॥

શાસન સ્વામી સંત સનેહી સાહિબા, અલવેશ્વર વિભુ આતમના આધાર જો ॥ આથડતો અહીં મૂકી

---

૧ કમલ. ૨ અત્યંત. ૩ અત્યંત ભાવથી. ૪ સમૂહ.

મુજને એકલો, માલિક કિમ જઇ બેઠા મોક્ષ મોઝારજો ॥ વિશ્વંભર વિમલાતમ વ્હાલા વીરજી ॥એ આંકણી ॥ ॥ ૧ ॥ મન મોહન તુમે જાણ્યું કેવલ માગશે, લાગશે અથવા કેડે એ જિમ બાલજો ॥ વલ્લભ તેથી ટાલ્યો મુજને વેગલો, ભલું કર્યું એ ત્રિભુવન જન પ્રતિપાલજો ॥વિશ્વંભર૦॥૨॥ અહો હવે મેં જાણ્યું શ્રી અરિહંતજી, [1]નિસ્નેહી વીતરાગ હોય નિરધારજો ॥ મ્હોટોછે અપરાધ ઇહાં પ્રભુ માહરો, શ્રુત ઉપયોગ મેં દીધો નહી તે વારજો ॥ વિશ્વંભર૦ ॥૩॥ સ્નેહથકી સર્યું ધિગ [2]એક પાક્ષિક સ્નેહને, એકજ છું મુજ કોઈ નથી સંસારજો ॥ સૂરિમાણક ઇમ ગૌતમ સમતા ભાવતા, વરિયા કેવલ જ્ઞાન અનંત ઉદારજો ॥ વિશ્વંભર વિમલાતમ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

ગૌતમ કેવલ જ્ઞાનનો, ઓચ્છવ અમર ઉદાર ॥
કરતા પૂરણ કોડથી, જિન શાસન જયકાર ॥ ૧॥
સિદ્ધ્યા સાધુ સાતસેં, સાધ્વી [3]શત દશ ચાર ॥
ગયા [4]અનુત્તર આઠસેં, વીર તણા અણગાર ॥ ૨ ॥
તીશ વર્ષ ઘરમાં વસી, વલી બેતાલીશ વર્ષ ॥
[5]શ્રમણ ધરમ પાલી સવી, આયુષ બ્હોતેર વર્ષ ॥ ૩ ॥
પાર્શ્વનાથ નિર્વાણથી, અઢીસેં વરશે સાર ॥
વીર જિનેશ્વર શિવ વર્યા, કલ્પસૂત્ર અધિકાર ॥ ૪ ॥

---

૧ સ્નેહરહિત. ૨ એકપખો. ૩ ચૌદસેં. ૪ અનુત્તરવિમાનમાં. ૫ ચારિત્ર.

સિદ્ધ બુદ્ધ મુક્તાતમા, અનુપમ સાદિ અનંત ॥
[1]અપુનર્ભવ સુખ અનુભવે, ભજો વીર ભગવંત ॥૫॥

## ॥ ઢાલ પાંચમી ॥

॥ લાગી લગન મ્હને તારી હો લલના, લાગી ॥ એ દેશી ॥

લાગી લગન મ્હને તારી હો જિનજી, લાગી લગન મ્હને તારી ॥ તું ત્રિભુવન ઉપગારી હો જિનજી, લાગી લગન મ્હને તારી ॥ એ આંકણી ॥ અકલ સકલ અવિચલ અવિનાશી, નિર્વૃતિ નગર નિવાસી હો જિનજી ॥ લાગી૦ ॥ કેવલ જ્ઞાન અનંત પ્રકાશી, વિશદાનંદ વિલાસી હો જિનજી ॥ લાગી૦ ॥તું૦॥૧॥ વર્ણાદિક વીશ રહિત વિરંગી, આકૃતિ મુક્ત [3]અનંગી હો જિનજી ॥લાગી૦॥ વેદ વિવર્જિત [4]અરુહ અસંગી, નિરુપમ નિજ [5]ગુણરંગી હો જિનજી ॥ લાગી૦॥ તું૦॥ ॥૨॥ નિત્ય નિરંજન તું નિરુપાધિ, નિર્બંધન નિર્વ્યાધિ હો જિનજી ॥લાગી૦॥ નિર્મલ જ્યોતિ [6]નિરીહ [7]નિરાધિ, સહજ સ્વરૂપ સમાધિ હો જિનજી લાગી૦॥તું૦ ॥ ૩॥ સૂરિમાણક જિનશાસન સ્વામી, વર્દ્ધમાન વિશરામી હો જિનજી ॥ લાગી૦॥[8]નિઃશ્રેયસ[9]શિવસુખ[10]ઘનનામી, આપો અંતરજામી હો જિનજી ॥ લાગી૦॥તું૦ ॥ ૪ ॥

---

૧ મોક્ષ. ૨ મોક્ષ ૩ અશરીરી ૪ કર્મબીજરહિત ૫ એકત્રીશ ગુણ. ૬ ઇચ્છારહિત. ૭ ચિંતા પીડારહિત. ૮ મોક્ષ. ૯ મંગલ. ૧૦ બહુ.

## ॥ કાવ્યં ॥ શાર્દૂલ વિક્રીડિતં વૃત્તં ॥

ગર્ભસ્થોપિચ યઃ સ્તુતઃ શતમખૈ ર્જાતસ્તુ તીવ્રાદરાં,
ત્તીર્થાંભિાભૃત ભૂરિ રત્ન કલશૈ ર્મર્માચલે મજ્જિતઃ ॥
દિક્ષા કેવલ મોક્ષ પર્વસુ મહાચ્ચસ્ત્રેષુ સંપૂજિતો,
ભવ્યાનાં વિદધાતુ સોંતિમ જિનો ભદ્રાવલીં સર્વદા ॥ ૧ ॥

॥મંત્રઃ ॥ૐ હ્રૂીં શ્રીં પરમ પૂરુષાય, પરમેશ્વરાય, જન્મજરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે મહાવીર જિનેંદ્રાય, પારગતાય, જલં૰ ચંદનં૰ પુષ્પં૰ ધૂપં૰ દીપં૰ અક્ષતં૰ નૈવેધં૰ ફલં૰ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ પંચમ નિર્વાણ કલ્યાણક પૂજા સંપૂર્ણા ॥



## ॥ અથ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ છેલા ન દો મુઝે ગાલી, મેં નાજો પાલી ॥ એ દેશી ॥

ચોવીશમો જિનરાયો, મેં આજે ગાયો ॥ ત્રિભુવન કેરો, [1]તાયોરે ॥ મેં આજે ગાયો ॥ ચોવીશમો૰ ॥ એ આંકણી ॥ [2]જ્ઞાત કુલોદધિ [3]જૈવાતૃક જિન, ત્રિશલા દેવીનો જાયોરે ॥મેં૰॥ પરમ ધરમ [4]વર જ્ઞાન પ્રકાશક, પુણ્ય [5]મહોદય પાયોરે ॥મેં૰॥ચો૰॥૧॥ પરમેષ્ઠિ અર્હત નાથ સર્વજ્ઞ, પારગતાય નમાયોરે ॥મેં૰॥પંચ કલ્યાણક

---

૧ તાત અથવા રક્ષક. ૨ સિદ્ધાર્થ રાજાના કુલરૂપ સમુદ્રમાં. ૩ ચંદ્ર. ૪ નાથ અથવા સુંદર. ૫ મ્હોટો ઉદય અથવા મોક્ષ.

પ્રભુનાં પ્રીતે, જપતાં પાપ જલાયોરે ાામેં૦ાાચો૦ ાારાા તપ ગણ ગગન [1]તપન તેજસ્વી, વિજયસિંહ સૂરિ રાયોરે ાામેં૦ાા સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, પદ્મવિજય જય દાયોરે ાામેં૦ાા ચો૦ ાા ૩ ાા રૂપ કીર્તિ ઉદ્યોત વિજયના, અમર ગુમાન [2]અમાયોરે ાા મેં૦ ાા સુગુરૂ પ્રતાપ વિજય પદ સેવત, જ્ઞાન માણિક્ય કમાયોરે ાામેં૦ાાચો૦ાા૪ાા રસ ઋષિ નિધિ શશી વર્ષ (૧૯૭૬) મહાવદી, એકાદશી [3]કવિ ધ્યાયોરે ાા મેં૦ ાા [4]વિનેય મેઘવિજય આગ્રહથી, એ અધિકાર રચાયોરે ાામેં૦ાાચો૦ાા ાા૫ાા પુણ્ય પવિત્રે પાટણ ક્ષેત્રે, પંચાસર જિનરાયોરે ાામેં૦ાાતાસ પસાયે રહી ચોમાસું, પૂજન ભાવ બનાયોરે ાામેં૦ાાચો૦ાા૬ાા શાસન પતિ કલ્યાણક સુણતાં, સંઘ સકલ હરખાયોરે ાામેં૦ાા સૂરિ માણક [5]દેવાર્ય સમરતાં, ઓચ્છવ રંગ વધાયોરે ાા મેં૦ ાા ચોવીશમો૦ ાા ૭ ાા

ાા ઇતિ કલશઃ સંપૂર્ણઃ ાા

ાા ઇતિ વાચનાચાર્ય શ્રી વિજયમાણિક્યસિંહસૂરિ કૃત
શ્રી મહાવીર જિન પંચ કલ્યાણક પૂજા સંપૂર્ણા ાા

---

૧ સૂર્ય. ૨ માયારહિત. ૩ શુક્રવાર. ૪ શિષ્ય. ૫ મહાવીર.

## ॥ શ્રી મહાવીર જિન સ્તવનં ॥

॥ ખૂને જીગરકો પીતી હું બસ ગમમેં તેરે યાર. ॥
॥ એ ચાલ. ॥

કીના શરણ મેં તેરા, ત્રિશલા નંદન મોયે તાર. ॥ માલીક તું અબ મેરા, ત્રિશલાનંદન મોયે તાર. ॥ ભવ ફિરતે ફિરતે આયા, પરિપૂર્ણ પુણ્યે પાયા ॥ જગ જીવન શ્રી જિનરાયા, જિનરાયા હો શિવદાયા. ॥ ત્રિશલાનંદન મોયે તાર. ॥ કીના० ॥ ૧ ॥ શાખી ॥ કરુણા દૃષ્ટિ કીજીએ, જિનરાજ આજ હો ॥ નિઃસાર આ સંસાર, કર નિસ્તાર હો ॥ મેરી પ્રીત તુમસેં મિલ ગઇ, દુર્ગતિકી ભીતિ ટલ ગઇ ॥ [1]દેવાર્ય હો તુમ સેવા, શુભ [2]કલ્પલતા મુજ ફલ ગઇ ॥ ત્રિશલા० ॥ ॥કીના०॥૨॥ શાખી ॥ પ્રિયદર્શન પરમાત્મા, [3]અવદાત તાત હો ॥ [4]દગ દેખ તુમ દેદાર, મિટા મિથ્યાત હો ॥ કૂડી કુમતિ અબ દૂર ભગ ગઇ, રૂડી સુમતિ સંગત લગ ગઇ ॥ જિનમાણક હો [5]શિવ [6]સરણી, દર્શન જ્યોતિ ચિત્ત જગ ગઇ ॥ ત્રિશલા નંદન મોયે તાર ॥કીના०॥૩॥

---

૧ મહાવીર. ૨ કલ્પવલ્લી. ૩ વિશુદ્ધ વા મનોજ્ઞ. ૪ નેત્ર. ૫ કલ્યાણ. ૬ શ્રેણી અથવા વિસ્તારનારી અથવા આપનારી.

